શ્રી વીતરાગાય નમઃ ।

# आलोचना पाठ.

(ગુજરાતી શબ્દાર્થ અને ભાવાર્થ સહિત)

ભાષાંતર કર્તાઃ—

જૈન મહિલારત્ન શ્રીમતી લલિતાબ્હેન-મુંબઇ



પ્રકાશક—

શેઠ કપુરચંદભાઇ ગલાજી-જવાસ (મહીકાંઠા)

તથા

શેઠ નાગજીભાઇ વીરચંદ, સેક્રેટરી,

જૈન પાઠશાળા—નવાગામ (મહીકાંઠા)

ચોથી આવૃત્તિ] વીર સં. ૨૪૫૬ [પ્રત ૧૦૦૦

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસ—સુરતમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.



વિદ્યોત્તેજક પરોપકારી શેઠ ફતેચંદભાઇ તારાચંદ,
ખડકની ૧૦ પાઠશાળાઓના મહામંત્રી,
મુ. વિજયનગર (મહીકાંઠા)
જન્મ સં. ૧૯૪૫ માહા સુદ ૧૫.

# आलोचना पाठ.

## ( ગુજરાતી અર્થ સહિત. )

### દોહા.

वन्दूं पांचो परम गुरु, चौवीसो जिनराज ।
करूं शुद्ध आलोचना, सिद्ध करनके काज ॥१॥

### શબ્દાર્થ.

વન્દૂં=નમસ્કાર કરૂં છું.
પરમગુરૂ=પરમેષ્ટી=અર્હંતજી, સિદ્ધજી, આચાર્યજી, ઉપાધ્યાયજી, સર્વ-સાધુજી.
જિનરાજ=તિર્થંકર, અર્હંત, જે વીતરાગ,[1] સર્વજ્ઞ,[2] અને હિતોપદેશક[3] હોય તે.
શુદ્ધ=ખરા અંતઃકરણથી.
આલોચના=પસ્તાવો,
સિદ્ધ કરનકે=કાર્ય સાધવાને (મોક્ષપદ મેળવવાને)
કાજ=માટે.

---

૧. વીતરાગ—અઢાર દોષ રહિત—દોષનાં નામ—રાગ, દ્વેષ, ભૂખ, તરસ, મોહ, ચિંતા, ઘડપણ, જન્મ, મરણ, ખેદ, સ્વેદ, મદ, રોગ, ભય, રતિ, વિસ્મય, નિદ્રા, શોક.

૨. સર્વજ્ઞ—ત્રિકાલજ્ઞાની—સર્વ સર્વજ્ઞ તીર્થંકર હોતા નથી. તીર્થંકર બધા સર્વજ્ઞ હોય.

૩. હિતોપદેશી-સંસાર—દુઃખમાંથી છોડી મોક્ષ પ્રાપ્ત કરે તેવો ઉપદેશ દેનાર.

ભાવાર્થ—પંચપરમેષ્ટિને અને ચોવીસ તીર્થંકરને નમસ્કાર કરૂં છું. કાર્ય સાધવાને ખરા અંતઃકરણથી પસ્તાવો કરૂં છું.*

### મનહરણ છંદ.

**सुनिये जिन अरज हमारी, हम दोष किये अति भारी ।**
**तिनकी अब निवृत्ति काज, तुम शरण लियो जिनराज ॥**

### શબ્દાર્થ.

સુનિયે=સાંભળો,
અર્જ=પ્રાર્થના.
હુમ=અમે.
દોષ=પાપ.
કિયે=કર્યાં.
તિનકી=તેના.
અબ=હવે.
નિર્વૃત્તિ=નિવારણ, દૂર કરવા.
તુમ=તમારો.
શરણ=આશરો.
લિયો=લીધો.

ભાવાર્થ—હે જિનેશ્વરજી, હમારી પ્રાર્થના સાંભળો; હમે ઘણાં મોટાં પાપ કર્યાં છે, તેના નિવારણ માટે હે ભગવન્ ! હમણાં તમારે આશરો લીધો છે.

**एक बे ते चौ इन्द्री वा, मन रहित सहित जे जीवा ।**
**तिन । नहीं करुणाधारी, निर्दय हो घात विचारी ॥१॥**

---

* બીજો અર્થ—ખરા અંતઃકરણથી આલોચના પાઠ રચું છું. (એ) કાર્ય સાધવાને પંચ પરમેષ્ઠિને અને ચોવીસ તીર્થંકરને નમસ્કાર કરૂં છું.

## શબ્દાર્થ.

| | |
|---|---|
| ઇન્દ્રી=ઇન્દ્રીવાલા. | વિચારિ=મન કર્યું. |
| મનરહિત=અસંજ્ઞી, મન વગરના | વા=અથવા. |
| સહિત (મન)=સંજ્ઞી, મનવાલા. | હો=થઇને. |
| કરૂણા=દયા. | ધારી=(ધારણ) કરી. |
| નિર્દય=દુષ્ટ. | ઘાત=હિંસા. |

ભાવાથ—એક, બે, ત્રણ, ચાર ઇન્દ્રીવાળા અથવા (પાંચ ઇન્દ્રીવાલા) સંજ્ઞી અસંજ્ઞી જીવ છે; તેની દયા કરી નહિં; અને દુષ્ટ થઇને તેની હિંસામાં મન કર્યું.

**समरम्भ समारंभ आरंभ, मन वच तनु कीनो प्रारंभ ।**
**कृति कारित मोदन करके, क्रोधादि चतुष्टय धरके ॥३॥**
**शत आठ जो इन भेदनते, अघ कीने परछेदनते ।**
**तीनकी क्या कहों कहानी, तुम जानत केवलज्ञानी ॥४॥**

---

૧ ઇન્દ્રી પાંચ છે–૧ ચામડી, ૨ જીભ, ૩ નાક, ૪ આંખ, ૫ કાન, (સ્પર્શ રસ ઘ્રાણ ચક્ષુ શ્રોત્ર).

એક ઇન્દ્રીવાલા જીવને ફકત સ્પર્શ ઇન્દ્રી હોય છે. દાખલા–પૃથ્વી, જલ, પવન, તેજ, વનસ્પતિના જીવ.

બે ઇન્દ્રી જીવને સ્પર્શ રસ હોય છે. દા૦ ચેળ, પોરા વિગેરે. ત્રણ ઇન્દ્રી જીવને સ્પર્શ રસ ઘ્રાણ હોય છે. દા૦ કીડી, માંકડ વિગેરે. ચાર ઇન્દ્રી જીવને સ્પર્શ રસ ઘ્રાણ ચક્ષુ હોય છે. જેવા કે–માખી, ભમરો વિગેરે. પાંચ ઇન્દ્રીવાલાના બે ભેદ–૧. મનવાલા. ૨. મન મગરના. મન વગરનાનો દાખલો–સમુદ્રમાં એક જાતનો મચ્છ થાય છે તે; એક જાતનો પોપટ; મન સહિત=સંજ્ઞી=મનુષ્ય, પશુ વિગેરે.

## શબ્દાર્થ.

સમરંભ=હિંસા થાય એવાં કામને માટે પાકો વિચાર થવો.

સમારંભ=હિંસા થાય એવાં કામનાં સાધન મેળવવાં.

આરંભ=હિંસા થાય એવાં કામની શરૂઆત કરવી.

કૃતિ=પોતે કરી.

કારિત=બીજા પાસે કરાવી.

મોદન કરકે=ટેકો આપી તેને માટે ખુશી થઇ.

વચન=શબ્દથી, મોઢેથી.

તનુ=શરીરથી.

ક્રોધાદિ=ક્રોધ, માન, માયા, લોભ.

ચતુષ્ટય=ચાર.

ધરકે=લાવીને, ને લીધે.

શત આઠ=૧૦૮

ઇનિ ભેદનતે=એ રીતે, એ પ્રમાણે.

જાનત=જાણો છો.

અઘ=પાપ.

કીને=કર્યાં.

પર=બીજાને.

છેદનતે=દુઃખ દેવાથી.

કહાની=વાત.

ક્યા=શું.

કેવલજ્ઞાની=સર્વજ્ઞ.

ભાવાર્થ—ક્રોધ, માન, માયા, લોભને લીધે પોતે કરી, બીજા પાસે કરાવી કે તેને ટેકો આપી (એટલે ૪×૩=૧૨ પ્રકારે) મનથી વચનથી કે શરીરથી (એટલે ૧૨×૩=૩૬ પ્રકારે) હિંસા થાય એવાં કામ માટે પાકો વિચાર થયો, તેને માટે સાધન મેળવ્યાં અથવા તેની શરૂઆત કરી (એટલે ૩૬×૩=૧૦૮) એ પ્રકારે પારકાંને દુઃખ દેવાથી જે પાપ કર્યાં તેની શું વાત કહું ? હે સર્વજ્ઞ ભગવાન્ ! તે તમે જાણો છો.

**विपरीत एकांत विनयके, संशय अज्ञान कुनयके ।**
**वश होय बहुरि अघ कीने, वचसे नहि जात कहीने ॥८॥**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| ૧ વિપરીત=ઉલટાપણું. | કુનયકે=મિથ્યાત્વને-મિથ્યા દર્શનને. |
| ૨ એકાન્ત=એક ગુણ પકડી મત કરવો તે. | વશ હોય=ને તાબે થઈ, ને લીધે |
| ૩ વિનય=ખરા ખોટાને સરખું માનવું તે. | બહુરિ=ઘણાએ |
| ૪ સંશય=શંકા. | જાત=શકાય |
| ૫ અજ્ઞાન=શાસ્ત્ર (ધર્મ કર્મ) થી અજાણપણું. | કહીને-કહી |
| | બચસે=મોઢેથી |

૧ વિપરીત-યજ્ઞમાં જીવનો ઘાત કરે તે સ્વર્ગે જાય! જળ ગાળીને પીવું, વળી વહેતી નદીમાં વાંધો નહી. શરીર ધોઈ ચર્મ પર બેસી પુજા પાઠ કરવા વિગેરે.

૨ એકાન્ત-બુદ્ધમુનિ કર્મવશ ચારિત્રથી ભ્રષ્ટ થયા, તેને પિહિતાશ્રવ ગુરૂએ છેદોપસ્થાપના લેવા કહ્યું પણ હઠને લીધે બુદ્ધ મુનિએ માન્યું નહીં, જુદો ધર્મ કાઢયો, લાલ કપડાં પહેર્યાં તેમજ અશુદ્ધ વસ્તુ પણ પાત્રમાં પડી એટલે શુદ્ધ માની.

૩ વિનય-સારા કે નઠારા દેવ, શાસ્ત્ર અને ગુરૂને સરખા માનવા, દષ્ટાંત કે પંચાગ્નિ તપ કરનાર, હાથમાં પત્થર લઈ ઉંચો રાખી તપ કરનારની સેવા કરવી.

૪ સંશય-જુદા જુદા ધર્મ જોઈને કોઈપણ નિશ્ચય નહી કરવો અને બધામાં શંકા કરવી.

૫ અજ્ઞાન-જૈન મતથી ઉલટુંજ ચાલવું-મુસલમાન રાત્રે ખાય! પુનર્જન્મ નથી! વિગેરે.

ભાવાર્થ—વિપરીત, એકાન્ત, વિનય; સંશય, અને અજ્ઞાન (એ પાંચ) મિથ્યાત્વને લીધે ઘણાંએ પાપ કર્યાં; તે મોઢેથી કહી શકાય એમ નથી.

**कुगुरोंकी सेवा कीनी, केवल अदयाकर भीनी ।**
**तामें मिथ्यात्व बढ़ायो, चहुं गतिमें दोष उपायो ॥८॥**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| કુગુરોંકી=પાખંડી ગુરૂની. | મિથ્યાત્વ=મિથ્યા દર્શન. |
| કેવલ=તદન, ફક્ત. | બઢાયો=વધાર્યો. |
| અદયા=નિર્દયતા | ચહુંગતિ=નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિ. |
| કર=થી, માં, | |
| ઉપાયો=મેળવ્યો. | |
| ભીની=ભીંજાયલો, લવલીન. | દોષ=પાપ. |

ભાવાર્થ—તદન નિર્દયતામાં લવલીન પાખંડી ગુરૂની સેવા કરી, તેમાં મિથ્યાત્વ વધાર્યો અને ચારે ગતિમાં ભ્રમણ કરીને પાપ મેળવ્યું.

**हिंसा पुन झूठ जो चोरी, परबनितासे दृग जोडी ।**
**आरम्भ परिग्रह भीने, पन पाप सो याविधि कीने ॥७॥**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| હિંસા-ઉત્તમ (ગફલત) થી [illegible]ણોનો વિયોગ કરવો. | ચોરી=આપ્યા વગરની વસ્તુ લઈ લેવી તે. |
| | પરિગ્રહ=પર પદાર્થ પર મમત્વ રૂપ પરિણામ. |
| ઝૂઠ [illegible]ત્ય વચન. | |

| | |
|---|---|
| યાવિધિ=આવી રીતે. | દગ=દૃષ્ટિ. |
| પુન=વળી. | જોડી=મેળવી. |
| વનિતા=સ્ત્રી. | લીને=લીન. |

ભાવાર્થ—હિંસા (કરી), અસત્ય વચન (બોલ્યો), ચોરી (કરી), પારકી સ્ત્રી સાથે દૃષ્ટિ મેળવી, પરિગ્રહથી થતી હિંસામાં લીન રહ્યો, આવી રીતે પાંચ પાપ કર્યાં.[1]

**स्पर्श रसन घ्राणनको, दृग कान विषय सेवनको ।**
**बहु कर्म किये मनमाने, कुछ न्यायान्याय न जाने ॥८॥**

## શબ્દાર્થ.

| | |
|---|---|
| સ્પર્શ=અડકવાની શક્તિ | મનમાને=મરજીમાં આવે તેવા |
| રસ=ચાખવાની શક્તિ | કુછ=કંઇ |
| ઘ્રાણન=સુંઘવાની શક્તિ. | ન્યાયાન્યાય=ખરૂં ખોટું. |
| વિષયસેવનકો=વાસના ભોગવવાને. | |

ભાવાર્થ—અડકવાની, ચાખવાની, સુંઘવાની, જોવાની અને સાંભળવાની વાસનાઓ ભોગવી મરજીમાં આવે તેવા ઘણાંએ કર્મ (પાપ) કર્યાં તેમાં કંઈ ખોટું જાણ્યું નહિ.

---

૧. માટે શ્રાવકે એ પાંચ પાપને સ્થૂલપણે ત્યાગવાં જોઇએ. તેમ થાય તો પાંચ અણુવ્રત પાલ્યા કહેવાય. એ દરેક પાળતાં પાંચ અતિચાર છોડવાના છે તે રત્નકરણ્ડ શ્રાવકાચાર જોઇ ત્યજવા. પરિગ્રહ ૨૪ પ્રકારના છે તેમાંથી ૧૪ અંતરંગ ને ૧૦ બહિરંગ, એ બહિરંગ (ક્ષેત્ર, મકાન, હિરણ્ય, સુવર્ણ, ધન, ધાન્ય, દાસી, દાસ, કુપ્ય, ભાણ્ડ) નું પ્રમાણ શ્રાવકે રાખવાનું છે.

**फल पंच उदंबर खाये, मद्य मास मधु चित भाये ।**
**नहीं अष्टमूल गुण धारे, सेये कुविसन दुःखकारे ॥९॥**

**શબ્દાર્થ.**

પંચ ઉદંબર=પીપળો, વડ, ગુલર, કઠુમ્બર, પાકર.
મદ્ય=મદિરા, કેફી પદાર્થ.
માંસ=બેઇન્દ્રી વિગેરેનું કલેવર.
દુઃખકારે=દુઃખદાયક.
સેયે=સેવ્યાં.
કુવિસન[1]=ખરાબ વ્યસન.
અષ્ટમૂલગુણ[2]=આઠ મુખ્ય ગુણ.

ભાવાર્થ—પીપલો, વડ, ગુલર, કઠુમ્બર, અને પાકર એ ઝાડનાં ફલ અને મદ્ય, માંસ અને મધ મનને ભાવ્યાં. એટલે આઠ મૂલ ગુણ ધારણ કીધાં નહિં, તેમજ દુઃખદાયક સાત ખરાબ વ્યસન સેવ્યાં.

**बाइस अभक्ष्य जिन गाये, सोभी निशिदिन भुंजाये ।**
**कुछ भेदाभेद न पायो, ज्यों त्यों कर उदर भरायो ॥१०॥**

---

૧. સાત વ્યસનનાં નામ—૧ જુગાર, ૨ માંસ ભક્ષણ, ૩ મદિરાપાન, ૪ વેસ્યાગમન, ૫ શિકાર, ૬ ચોરી, ૭ પરસ્ત્રીગમન.

૨. આઠ મુખ્ય ગુણ દરેક શ્રાવકમાં હોવા જોઇએ. એના વગર શ્રાવકની ગણત્રીમાં અવાતું નથી. પાંચ ઉદંબર અને ત્રણ મકાર (મદ્ય-માંસ-મધુ) ને આઠ મૂલગુણ કહે છે. કેટલાંક પાંચ અણુવ્રત (જુઓ છન્દ ૭ મો) અને ત્રણ મકારને આઠ મૂલગુણ કહે છે.

## શબ્દાર્થ.

બાઇસિ=બાવીસ.
સો ભી=તે પણ.
ઉદર=પેટ.
ગાયે=કહ્યા.
નિશિ=રાત્રે.
ભુંજાએ=ખાધી.
અભક્ષ્ય=નહિં ખાવાલાયક વસ્તુ
ભેદાભેદ=તફાવત, ગેર તફાવત.
પાયે=જોયો.
જ્યોં ત્યોં=જેમ તેમ
કર=કરીને.
ભરાયો=ભર્યું.

ભાવાર્થ—બાવીસ નહિ ખાવા લાયક વસ્તુ જિનેશ્વર ભગવાને કહી છે; તે પણ રાત્રે દિવસે ખાધા, તેમાં કંઈ તફાવત ગેર તફાવત જોયો નહિં અને જેમ તેમ કરી પેટ ભર્યું.

अनंतानु सुबंधी जानो, प्रत्याख्यानाप्रत्याख्यानो ।
संज्वलन चौकडी गुनिये, सब भेद सो षोडश मुनिये ॥
पुनि हास्य अरतिरतिशोग, भयग्लानि त्रिवेदसंयोग ।
पनवीस जो भेद भये इम, इनके वश पाप किये हम ॥

---

૧ બાવીસ અભક્ષ્ય—૧ ઓળા, ૨ જલેબી, ૩ રાત્રિ ભોજન, ૪ બહુબીજ, ૫ વેગણ, ૬ અથાણું, ૭ પીપલાના ફલ, ૮ વડના ટેટા, ૯ ગુલરનાં ફલ, ૧૦ કઠુંબર ફલ, ૧૧ પાકર ફલ, ૧૨ અજાણ્યું ફલ, ૧૩ કંદમૂલ, ૧૪ માટી, ૨૫ વિષ, ૧૬ માંસ, ૧૭ મધ, ૧૮ માખણ, ૧૯ મદિરા, ૨૦ તુચ્છ ફલ, ૨૧ બરફ, ૨૨ ચલિતરસ.

## શબ્દાર્થ.

| | |
|---|---|
| અનંતાનુબંધી=અનંત સંસારમાં ભ્રમણ કરાવવાવાલા મિથ્યા તત્વ પોષાક | [2]અપ્રત્યાખ્યાન=જરા ઓછો |
| પુની=વળી | ચોકડી=ચાર (ક્રોધ માન, માયા, લોભ) |
| હાસ્ય=મશ્કરી કરવી તે | ગુનિયે=ગુણિયે |
| રતિ=પ્રીત | ગ્લાનિ=સુગ |
| અરતિ=અપ્રીતિ | ત્રિવેદ=પુરૂષવેદ, સ્ત્રીવેદ, નપુંસક વેદ |
| [3]પ્રત્યાખ્યાન=સાધારણ | સંયોગ=મેલાપ જોડાણ |
| [4]સંજ્વલન=તદન ઓછો | સુનિયે=સાંભળીયે–થાય |
| સબ=બધા | પનવીસ=પચ્ચીસ |
| શોગ=દિલગીરી | ઈમ=એમ |

---

૧, દૃષ્ટાંત–પત્થરની ફાટને સાંધવા ગમે તેટલો પ્રયત્ન કરીએ પણ સંધાય નહીં, તેમ અનંતાનુબંધી કષાય હોય ત્યાં સુધી રાગ દ્વેષ ઘટે નહીં, તેથી સમ્યકત મેળવે નહીં.

૨. દૃષ્ટાંત–હળથી પાડેલી રેખા પાછી પુરાઇ જાય માટે અનંતાનુબંધી કરતાં ઓછો કષાય રહે તેથી સમ્યક્ત હોવા છતાં શ્રાવકના વ્રત ધારણ થાય નહિં.

૩. દૃષ્ટાંત–રેતીમાં રેખા પવન આવે કે પુરાઇ જાય તેમ ઉપરના બન્ને કષાય કરતાં ઓછો રાગદ્વેષ રહે અને તેથી શ્રાવકનાં વ્રત પાળી શકાય પણ મુનિનાં વ્રત ધારણ કરી શકાય નહિં.

૪. દૃષ્ટાંત–પાણીમાં લાકડી મારતા પાણી જુદું પડે પણ તરતજ મળી જાય છે, તેમજ સંજ્વલનકષાયથી વેરભાવ તદન ઓછો રહે છે. એટલો પણ કષાય રહે તેથી કેવલજ્ઞાન થાય નહિં.

ભાવાર્થ—અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજવલન એને ( ક્રોધ, માન, માયા અને લોભ એ ) ચાર વડે ગુણીયે તો બધા મળી સોળ ભેદ થાય; વળી મશ્કરી, પ્રીતિ, અપ્રીતિ, શોક, ભય, સુગ, પુરૂષલીંગ, સ્ત્રીલીંગ, નપુંસકલીંગ ( એ નવ-નોકષાય ) નો મેળાપ થાય; એમ જે પચ્ચીસ કષાયના ભેદ થયા, તેને વશ થઇ હમોએ પાપ કર્યાં.

**निद्रावश शयन कराया, स्वप्नेमें दोष लगाया ।**
**फिर जाग विषय बन धायो, नानाविधि विषफल खायो ।१३।**

**શબ્દાર્થ.**

નિદ્રા=ઉંઘ.
શયન કરાયા=સુતો.
ફિર=પાછો
જાગ=જાગીને
વિષયવન=ઇન્દ્રીની વાસનારૂપી વન.
વિષફલ=ઝેરનાં ફલ (ખરાબ પરિણામ ઉપજાવે એવાં પાપ)

ભાવાર્થ—ઉંઘને આધીન થઇ સુતો ત્યારે સ્વપ્નામાં પાપ કર્યું; પાછો જાગીને ઇન્દ્રીની વાસનારૂપ વનમાં દોડયો. અને જુદી જુદી જાતનાં ઝેરી ફલ ખાધાં (પાપ કર્યાં.)

**आहार विहार निहारा, इनमें नहीं यत्न विचारा ।**
**विनदेखे धरा उठाया, विन सोधा भोजन खाया ।।१४।।**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| આહાર=ખાવું તે | વિનસોધા=તપાસ્યા વગર |
| વિહાર=ચાલવું તે | વિચારા=કરી |
| નિહાર=(મળમૂત્રાદિ) ત્યાગવું તે | ધરા=મુકયું. |
| યત્ન=કોશિષ | ઉઠાયા=ઉઠાવ્યું. |
| બિનદેખે=જોયા વગર | |

ભાવાર્થ—ખાવામાં, ચાલવામાં કે (મલમૂત્ર) ત્યાગવામાં એ (ત્રણ) માં કોશીશ કરી નહિ. વળી વગર જોયે મુકયું અને ઉઠાવ્યું (તેમજ) વગર તપાસે ભોજન કર્યું.

**जबहीसो प्रमाद सतायो, बहु विधि विकल्प उपजायो ।**
**कुछ सुधि बुधि नाहिं रही है, मिथ्या मति छाय गई है ॥१५॥**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| પ્રમાદ=આળસ. | સુધી=સાન. |
| જબહી=જ્યારે. | બુધિ=અક્કલ, |
| સતાયો=ઘેરાયો. | મિથ્યામતિ=કુમતિ, |
| વિકલ્પ=વિચાર. | છાય ગઇ=ફેલાઇ ગઇ. |

ભાવાર્થ—જ્યારે આળસથી ઘેરાયો ત્યારે ઘણી ઘણી રીતના વિચાર ઉત્પન્ન કર્યા; તેમાં જરા સાન કે અક્કલ રહી નહી; એટલે કુમતિ ફેલાઇ ગઇ.

**मर्यादा तुमढिग लीनी, सोभी सदोष हम कीनी ।**
**सो भिन्न भिन्न किम कहिये, तुम ज्ञान विषे सब लहिये ॥**

### શબ્દાર્થ.

| | |
|---|---|
| મર્યાદા=પ્રતિજ્ઞા, બાધા, નિયમ | ભિન્ન ભિન્ન=જુદી જુદી. |
| ઢિગ=સમક્ષ. | કિમ=કેવી રીતે. |
| લીની=લીધી. | વિષે=માં. |
| સદોષ=પાપવાળી. | લહિયે=દેખાય છે. |

ભાવાર્થ—તમારી સમક્ષ પ્રતિજ્ઞા લીધી, તે પણ હુમે પાપવાળી કીધી (તોડી); તે જુદી જુદી કેવી રીતે કહીયે, તમારા જ્ઞાનમાં બધું દેખાય છે. (તમે બધું જાણો છો.)

**हाहा ? मैं दुष्ट अपराधी, त्रस जीवोंका जो विराधी ।**
**स्थावर रक्षा ना कीनी, उरमें करुणा ना लीनी ॥१७॥**

### શબ્દાર્થ.

| | |
|---|---|
| હાહા=અરેરે ! | દુષ્ટ=પાપી ક્રૂર. |
| ત્રસ=સ્થાવર સિવાય બધા (બે ઇન્દ્રી, ત્રણ, ચાર અને પંચેંદ્રી સંજ્ઞી અસંજ્ઞી જંગમ જીવ) | સ્થાવર=(પૃથ્વી, જલ, પવન, તેજ, વનસ્પતિ) એકેંદ્રી |
| | કરૂણા=દયા. |
| વિરાધી=ઘાતક. | અપરાધી=ગુન્હેગાર. |
| ઉરમેં=હૃદયમાં. | રક્ષા=સંભાળ. |

ભાવાર્થ—અરેરે ! હું પાપી ગુન્હેગાર જંગમ જીવોનો ઘાતક છું; મેં એકેંદ્રી જીવની સંભાળ રાખી નહી, અને હૃદયમાં દયા આણી નહીં.

**पृथिवी बहु खोद कराई, महलादिक जगह चुनाई ।**
**बिनछानो पानी डोहलो; पंखासे पवन झकोलो ॥१८॥***

### શબ્દાર્થ.

પૃથિવી=જમીન.
મહલાદિક=મકાન વિગેરે.
ડોહલો=ઢોળ્યું.
ઝકોલો=નાંખ્યો, વીંજ્યો.
ખોદ કરાઇ=ખોદાવી.
ચુનાઇ=ચણાવ્યા.
પંખાસે=વિજણાથી.
છાનો=ગાળ્યા.
પાની=પાણી.

ભાવાર્થ—ઘણી જમીન ખોદાવી, મકાન વીગેરે જગ્યા ચણાવી, ગાળ્યા વગરનું પાણી ઢોળ્યું (તેમજ) વિજણાથી પવન વીંજ્યો.

**हा हा ! मैं अदयाचारी, बहु हरित जो काय विदारी ॥**
**जामें जीवोंके खंदा, हम खाये धर आनंदा ॥१९॥***

---

* છન્દ ૧૮, ૧૯ અને ૨૦ માં સ્થાવર રક્ષા કેવી રીતે નહીં થઇ તેનાં દૃષ્ટાંત છે. પછીના છંદમાં ત્રીસ હિંસા કેવી રીતે થાય છે, તે દર્શાવ્યું છે. વનસ્પતિ બે જાતની હોય છે. ૧ પ્રત્યેક=જે પુદ્ગલમાં એક જીવ. દૃષ્ટાંત-કેરી. ૨. સાધારણ-જે પુદ્ગલમાં અનેક જીવ-દૃષ્ટાંત બટાકા, સકરીયા-એના કટકા કરીએ અને છાલવાલા જેટલા કટકા રોપીએ તે બધા ઉગે છે એટલે કંદમૂલમાં અનેક જીવ હોય છે. તેથી શ્રાવકને અભક્ષ્ય છે, માટે શ્રાવકે તે ત્યજવુંજ જોઇએ. છંદમાં કહ્યું છે તેમ જેમાં વધારે જીવ તેમાં વધુ સ્વાદ માની તે આનંદથી ખાવું એ પુરી નિર્દયતા છે.

## શબ્દાર્થ.

અદયાચારી=નિર્દય આચાર-વાળો.
કાય=પુદ્ગલ, શરીર.
જામે=જેમાં અને તેમાં.
હરિત=લીલી (વનસ્પતિ)
વિદારી=કાપ્યાં.
ખંદા=જથો, ઢગલો.

ભાવાર્થ—અરેરે ! હું નિર્દય આચારવાળો છું. મેં ઘણી વનસ્પતિકાય કાપ્યાં, અને જેમાં જથાબંધ જીવ હતા તેને ખુશી થઇ થઇને ખાધા.

**हाहा ! मैं प्रमाद वशाई, बिन देखे अग्नि जलाई ।**
**तामध्य जीव जो आये, ते सब परलोक सिधाये ॥२०॥**

## શબ્દાર્થ.

પ્રમાદ વશાઈ=આળસને લીધે પ્રયત્ન નહીં કર્યો તેથી.
જલાઈ=સળગાવી.
પરલોક[1]=બીજા લોકમાં
તામધ્ય=તેમાં.
સિધાયે=પહોંચ્યા, ગયા.
આયે=આવ્યા.

ભાવાર્થ—અરેરે ! આળસને લીધે વગર જોયે અગ્નિ સળગાવી તેમાં જે જીવ આવ્યા તે બધા બીજા લોકમાં પહોંચ્યા. ( મરી ગયા. )

---

૧. ત્રણ લોક છે—અધોલોકમાં નિગોદ, સાત નર્ક. તેમાં પહેલા નર્કમાં ભવનવાસી અને વ્યંતરવાસી દેવ પણ છે. મધ્યમાં મૃત્યુલોક અને જ્યોતિષ દેવ અને ત્રીજું ઉર્ધ્વલોકમાં વૈમાનિક દેવ (સ્વર્ગના) વિગેરે.

**वींधो अन्न रात्रि पिसायो, इन्धन बिन सोध जलायो ।**

**झाडु ले जगह बुहारी, चिंटियांदिक बहुत विदारी ॥११॥**

### શબ્દાર્થ.

| | |
|---|---|
| વીંધો=સળેલું | ઝાડુ=સાવરણી. |
| ઇન્ધન=લાકડાં | પિસાયો=દળાવ્યું. |
| ચિંટીયાંદિક=કીડી વગેરે. | બુહારી=વાળી. |
| અન્ન=અનાજ. | જગહ=જગ્યા, જમીન. |

ભાવાર્થ—રાત્રે સળેલું અન્ન દળ્યું; વગર તપાસ્યે લાકડાં સળગાવ્યાં, સાવરણી લઇ જમીન વાળી; ( તેમાં ) કીડી વીગેરે ઘણા જીવ માર્યા.

**जल छान जीवोनी कीनी, सोभी भूडाल सो दीनी ।**

**नहीं जलथानक पहुंचाई, किरियाबिन पाप उपाई ॥१२॥**

### શબ્દાર્થ.

| | |
|---|---|
| છાન=ગાળવાથી | જીવાની કીની=જીવ નીકળ્યા. |
| સોભી=તે પણ. | જલથાનક[1]=તે પાણીને ઠેકાણે. |
| કિરિયા=આચાર વિચાર. | ઉપાઇ=મેળવ્યું. |
| ભૂ=જમીન. | ડાલ દીની=ફેંકી દીધા. |

---

૧—ખારા પાણીના જીવ મીઠા પાણીમાં મરી જાય છે. વીગેરે—તેથી પાણી ગાળી સંખારો રહે તે જેના તે કુવામાં પહોંચાડવો જોઇએ.

*ભાવાર્થ—પાણી ગાળવાથી જીવ નીકળ્યા તે પણ જમીન પર ફેંકી દીધાં-તેને (સંખારાને) તેજ પાણીને ઠેકાણે પહોંચાડયા નહિં તેથી આચાર વગર પાપ મેળવ્યું.

**जलमल मोरिन गिरवायो, कृमिकुल बहु घात करायो।**
**नादियोंमें चीर धुवाये, कोसोंके जीव मराये ॥ २३ ॥**

**શબ્દાર્થ**

મલ=મલમૂત્ર, દુર્ગંધ વસ્તુ.
મોરિન=ખાળ, નીકોરી, ગટર
ગિરવાયો=નંખાવ્યું.
કોસ=બે માઇલ
કૃમિકુલ=કીડાનો જથ્થો, સંખ્યાબંધ કીડા.
ચીર=કપડાં.
ધુવાયે=ધોવડાવ્યા.
મરાયે=મરાવ્યાં.

ભાવાર્થ—પાણી અને મલમૂત્ર ખાળમાં રેડાવ્યાં, તેમાં ઘણાં સંખ્યાબંધ જીવની હિંસા કરાવી. નદીમાં કપડાં ધોવડાવ્યાં તેથી ઘણા ગાઉ સુધીના જીવ મરાવ્યા.

**अन्नादिक सोध कराये, तामध्य जीव निकराये।**
**तिनको नहीं यत्न करायो, गलियारे धूप डरायो ॥२४॥**

---

* જલ ગાળવાની વિધિ—જે કપડાંમાંથી સૂર્યનાં કીરણ ન દેખાય તેવું ૨૪ આંગળ પહોળું અને ૩૬ આંગળ લાંબુ એવું સફેત કપડું લઇને બેવડું કરવું ને તેનાથી પાણી ગાળવું.

**શબ્દાર્થ**

સોધ કરાયે=તપાસાવ્યા; સાફ કરાવ્યા.
ગલિયારે=રસ્તાપર.
ડરાયો=નંખાવ્યા.
નીકરાયે=કઢાવ્યા.
ધૂપ=તડકો.
યત્ન=જતન.

ભાવાર્થ—અનાજ વિગેરે તપાસાવ્યા તેમાંથી જે જીવ કઢાવ્યા તેનું જતન કરાવ્યું નહીં અને રસ્તા પર તડકામાં નંખાવ્યા.

**फिर द्रव्य कमावन काजे, बहु आरम्भ हिंसा साजे ।**
**किये अघ तृष्णावश भारी, करुणा नहीं रंच विचारी ॥२॥**

**શબ્દાર્થ**

ફિર=વળી.
આરંભ=ક્રિયાકાંડ.
તૃષ્ણા=લોભ.
દ્રવ્ય=પૈસા, ધન.
સાજે=કીધી.
રંચ=જરાએ.
કમાવન=પેદા કરવા.

ભાવાર્થ—વળી ધન પેદા કરવા માટે ઘણા ક્રિયાકાંડમાં હિંસા કીધી, લોભને આધિન થઈ મોટાં મોટાં પાપ કર્યાં અને જરાએ દયા આણી નહીં.

**इत्यादिक पाप अनन्ता, हम कीने श्री भगवन्ता ।**
**सन्तत चिरकाल उपाये, वाणीसे जात न गाये ॥२६॥**

## શબ્દાર્થ.

| | |
|---|---|
| ઇત્યાદિક=એ વિગેરે. | ચિરકાલ=લાંબા વખતથી. |
| સન્તત=હમેશા. | જાત=શકાય. |
| વાણીસે=મોઢેથી. | ગાયે=કહી. |
| અનન્ત=પાર વગરના, | શ્રી=પૂજ્ય. |

ભાવાર્થ—હે પૂજ્ય ભગવાન, હમોએ ઉપર કહ્યા તે વિગેરે પાર વગરનાં પાપ કર્યાં છે તે લાંબા વખતથી હમેશા મેળવ્યાં છે; તેને મોંઢેથી કહી શકાય એમ નથી.

**ताको जु उदय अब आयो, नाना विधि मोहि सतायो।**
**फल भुंजत जो दुःख पाऊं, वचमे कैसे कर गाऊं ॥२७॥**

## શબ્દાર્થ.

| | |
|---|---|
| તાકો=તેનો (તે પાપનો) | આયો=આવ્યો. |
| ઉદય=પ્રકાશ, ફળ ભોગવવાનો વખત. | સતાયો=સંતાપે છે. |
| અબ=હવે | જો=જે. |
| મોહિ=મને | નાનાવિધિ=જુદી જુદી રીતે. |
| ભુંજત=ભોગવતાં. | કાલ=પરિણામ. |
| | કૈસેકર=કેવી રીતે. |

ભાવાર્થ—તેનું ફળ ભોગવવાનો વખત હવે આવ્યો. તે હવે મને જુદી જુદી રીતે સતાવે છે; પરિણામ ભોગવતાં જે દુઃખ મેળવું છું તે મોંઢેથી કેવી રીતે કહું ?

**तुम जानत केवलज्ञानी, दुःख दूर करो शिवथानी ।**

**हम तो तुम शरण लही है, जिनतारण विरद सही है ॥२८॥**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| શિવથાની=સિદ્ધાલયમાં રહેનાર | તારણ=તારનાર. |
| લહી હૈ=લીધું છે. | વિરદ=જશ. |

ભાવાર્થ—હે સર્વજ્ઞ ભગવાન્, તમે તે (દુઃખ) જાણો છો; હે સિદ્ધાલયમાં રહેનાર ! દુઃખ દૂર કરો; હમે તો તમારો આશરો લીધો છે. જિનેશ્વર ! તમે તારનાર છો (એવો તમને) જશ નક્કી છે.

**एक ग्रामपती जो होवे, सो भी दुःखिया दुःख खोवे ।**

**तुम तीन भुवनके स्वामि दुःख मेटो अन्तर्यामी ॥२९॥**

**શબ્દાર્થ.**

| | |
|---|---|
| ગ્રામપતિ=રાજા. | દુઃખિયા=દુઃખીનું. |
| ખોવે=દૂર કરે. | ભવન=લોક (અધો, મધ્ય, ઉર્ધ્વ) |
| સ્વામી=ઉપરિ. | મેટો=મટાડો. |
| અન્તર્યામી=ઘટઘટના જાણનાર. | |

ભાવાર્થ—એક ગામનો રાજા હોય તે પણ દુઃખ દૂર કરે છે (તો) તમે ત્રણ લોકના ઉપરી છો (માટે) હે ઘટ-ઘટના જાણનાર ! મ્હારા દુઃખને મટાડો.

द्रोपदीको चीर बढ़ायो, सीता प्रति कमल रचायो ।
अंजनसे किये अकामी, दुःख मेटो अन्तर्यामी ॥१०॥

### શબ્દાર્થ.

| | |
|---|---|
| ચીર=કપડું. | અંજન=એક ચોર હતો. |
| સીતા=રામની સ્ત્રી. | રચાયો=રચાવ્યું. |
| પ્રતિ=માટે. | અકામી=ઇચ્છા રહિત. |

ભાવાર્થ—[1]દ્રોપદીનું કપડું વધારાવ્યું, [2]સીતા માટે કમલ રચાવ્યું. [3]અંજનચોરને મોહ રહિત બનાવ્યો, (માટે) હે ઘટઘટના જાણનાર, દુઃખ મટાડો.

मेरे औगुण न चितारो, जिन अपना विरद निहारो ।
सब दोष रहित करो स्वामी, दुःख मेटो अंतर्यामि ॥११॥

---

૧—દુઃશાસને સભામાં દ્રોપદીનું લુગડું કઢાવવા માંડયું પણ શીલ વ્રતના પ્રભાવથી દેવલોકે લુગડું વધારેલું હતું.

૨—સીતા શીલવતી હતી છતાં તેને કલંક લગાડવામાં આવ્યું હતું, તે નક્કી કરવા બળતી ચીતામાં પડી પણ અગ્નિને બદલે પાણી થયું અને તેમાં કમળ દેવલોકે રચ્યું હતું.

૩—અંજનચોર રાજાને ત્યાં ચોરી કરી નાસતો હતો પણ જૈન ધર્મપર શ્રદ્ધા થઇ અને ૧૦૮ દોરીના સીકાંપર બેઠો. નીચે ભાલા, બરછી ઉભા ખોસેલા હતાં, છતાં નમોકાર મંત્રપર આધાર રાખી મંત્ર બોલી ૧૦૮ દોરી કાપી નાખી, તેવોજ ઇચ્છારહિત થયો.

### શબ્દાર્થ.

મેરે=મારા.
નિહારો=જુઓ.
ઔગુણ=દોષ.
અપના=પોતાનો.
ચિતારો=જોશો.

ભાવાર્થ—હે જિનેશ્વર, મારા દોષ જોશો નહિં, પોતાના યશને જુઓ, મને બધાં પાપ (કર્મ) રહિત કરો અને હે ઘટઘટના જાણનારા ! મ્હારા દુઃખને મટાડો.

**इन्द्रादिक पद नहीं चाहूं, विषयोंमें नाहिं लुभाहूं ।**
**रागादिक दोष हरी जे, परमातम निजपद दीजे ॥१२॥**

### શબ્દાર્થ.

ઇન્દ્ર=દેવના ઉપરિ.
ચાહું=ઇચ્છું.
લુભાહું=લલચાયો.
રાગાદિક=રાગદ્વેષ વિગેરે.
નિજપદ=પોતાનું પદ, મોક્ષપદ.

*ભાવાર્થ—ઇન્દ્ર વિગેરેની પદવી હું માંગતો નથી કારણકે વિષયમાં હું લલચાયો નથી; હે પરમાત્મા ! મારા રાગ દ્વેષ વિગેરે (અઢાર) દોષ દૂર કરો અને મને પોતાનુ પદ આપો.

### દોહા.

**दोषरहित जिन देवजी, निजपद दीजे मोहि ।**
**सब जीवोंको सुख बढ़े, आनंद मंगल होहि ॥१॥**

---

* સ્વર્ગમાં ફક્ત સુખ ભોગવવાનું હોય છે પણ ત્યાં વિષયવાંછના વધુ હોય છે.

### શબ્દાર્થ.

| | |
|---|---|
| મોહિ=મને. | ગલ=ગાળનાર, દૂર કરનાર. |
| અંઘ=પાપ. | દોષરહિત=વીતરાગ. |
| બઢો=બધો. | |

ભાવાર્થ—હે વીતરાગ ભગવાન ! મને આપનું પદ આપો અને સર્વ જીવને સુખ વધો અને પાપ દૂર કરનાર આનંદ થાઓ.

**अनुभव मणिके पारखी, जौहरी आप जिनेंद्र ।**
**यही सुवर मोहि दीजिये, चरण शरण आनंद ॥२॥**

### શબ્દાર્થ.

| | |
|---|---|
| અનુભવ=અભ્યાસ, મ્હાવરો, સમ્યગ્જ્ઞાન. | પારખી=પારખનાર. |
| જોહરી=ઝવેરી. | સુવર=સારૂં વરદાન. |

ભાવાર્થ—હે જિનેશ્વર ! સમ્યગ્જ્ઞાનરૂપ રત્નના પારખનાર તમે પોતે છો, માટે મને એવું સારૂં વરદાન આપો કે તમારે ચરણને આશરે રહેવાથી (મને) આનંદ મળે ( મોક્ષપદ મળે. )

**ઇતિ આલોચના પાઠનું ગુજરાતી ભાષાંતર**
**શ્રી૰ લલિતાબાઇ અંકલેશ્વર નિવાસીકૃત**
**સંપૂર્ણ.**



# પાઠશાળાઓ માટે ઉપયોગી
# ગુજરાતી પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| તત્વાર્થ સુત્ર | (ગુજરાતી અર્થ સાથે) | | | ૦॥= |
| ભક્તામર સ્તોત્ર | ,, ,, | | | ૦। |
| રત્નકરંડ શ્રાવકાચાર | ,, ,, | | | ૦।- |
| છહઢાલા | ,, ,, | | | ૦। |
| બાળબોધ જૈનધર્મ | ભાગ ૧લો ૦)૦॥। | | ભાગ બીજો | ૦)-। |
| ,, | ભાગ ત્રીજો ૦)= | | ભાગ ચોથો | ૦। |
| અકલંક ચરિત્ર | (અર્થ સહિત) | | | ૦)≡ |
| આલોચના પાઠ | (ગુજરાતી અર્થ સાથે) | | | ૦)-॥ |
| દિગંબર જૈન સ્તવનાવલી | | | | ૦। |
| દિગંબર જૈન જ્ઞાનસંગ્રહ | | | | ૦)≡ |
| સામાયિક પાઠ ભાષા | (ગુજરાતી અર્થ સાથે) | | | ૦)-॥ |
| દર્શન પાઠ | ૦)- | આલોચના પાઠ | | ૦)- |
| નિર્વાણ કાંડ | ૦)- | છઃઢાલા | | ૦)- |
| ઇષ્ટ છત્રીસી | ૦)- | રવિવાર વ્રત કથા | | ૦)- |
| ધર્મ પરીક્ષા | ૦॥ | યશોધર ચરિત્ર | | ૦। |
| ચેતન-કર્મ ચરિત્ર | ૦। | ધર્મ પ્રબોધિની | | ૦)≡ |
| જીવંધર ચરિત્ર | ૦॥ | સુકુમાલ ચરિત્ર | | ૦।= |
| દ્રવ્યસંગ્રહ સાર્થ હિંદી | ૦। | સ્ત્રીશિક્ષા ૧-૨ હિંદી | ૦)= | ૦)≡ |

મળવાનું સ્થળઃ—

**મેનેજર, દિગંબર જૈન પુસ્તકાલય—સુરત.**



# નિવેદન.



દિગંબર જૈનોમાં સુપ્રસિદ્ધ "**શ્રી આલોચના પાઠ**" જે હિંદી કવિતામાં છે તેનું શબ્દાર્થ સહિત ગુજરાતી ભાષાંતર શ્રીમતી જૈન મહિલારત્ન **લલિતા બ્હેને** કરેલું તે અતિ ઉપયોગી હોવાથી તેમજ પાઠશાળાના વિદ્યાર્થીઓને વિના મૂલ્યે તે મળી શકે તે માટે એના પ્રકાશક શેઠ મુળચંદ કસનદાસ કાપડિયા, માલિક દિગંબર જૈન પુસ્તાલય–સુરતની આજ્ઞા લઇ એની આ ચોથી આવૃત્તિ પ્રકટ કરવામાં આવે છે, જેનો સઘળો ખર્ચ વિદ્યોત્તેજક પરોપકારી શેઠ ફતેચંદભાઇ તારાચંદ, ખડકની ૧૦ પાઠશાળાઓના ઓનરરી મહા મંત્રીએ આપવા ઉદારતા દર્શાવી છે તેથી આ પુસ્તકમાં એ નિઃસ્વાર્થી સેવકનો ફોટો પણ પ્રકટ કરવામાં આવ્યો છે. આશા છે કે આપ એજ પ્રમાણે બીજાં પુ.તકો પણ વિના મૂલ્યે પ્રકટ કરાવી ખડકને આભારી કરશો.

પ્રકાશકો.

